શ્રી જૈન ધર્મ જયતિ.

શ્રી.

# મેત્રાણા તીરથનાં ઢાળીઆં.

ને

# સ્તવનો.

યથામતિથી રચીને પ્રસિદ્ધ કરનાર,

શા. મગનલાલ નાગરદાસ.

મુ. પાટણ.

આવૃતી પહેલી—પ્રત ૫૦૦.

અમદાવાદ—"વિજયપ્રવર્ત્તક" પ્રેસ.

સંવત ૧૯૫૮. સને. ૧૯૦૨.

# શ્રી મેત્રાણા તીરથનાં ઢાળીઆં.

દુહા.

સરસ્વતી ભગવતીને નમુ, ચરણે કરી પ્રણામ;
તીર્થ મેત્રાણા વર્ણવું, આપો અવીચળ વાન. ૧
ગુજર દેશ સોહાગણું, પાટણવાડો પ્રસીધ;
બાવન તપો જાણીએ, સીધપુર માહારીધ. ૨
ગાઊ પાંચ ત્યાં થકા, મેતરાણા મંડાન;
સાંભળજો સૌકો તમે, વંસ વીડારન વાન. ૩
સંવત ઓગણીસેં સૈકા સમે, શ્રાવણ માસ મોઝાર;
વદ તીથી એકાદશી, સોમવાર સુખકાર. ૪
પરવ પજુસણ ને ધુરે, પ્રગતી પ્રતીમા ચાર;
ભાઈ માંનો તસ દીકરી, જવલ નાથ લવાર. ૫
તસ નંદન તસ ચાર છે, પ્રતિવ્રતા છે નાર;
મેત્રાણા પર્વ મંડનો, સુણજો સૌ અધીકાર. ૬
માંનો જવલ ચકી ફેરવે, અવાજ મોટેરો થાય;
પણ એ ચાર નવી સાંભળ્યા, ધરતી ખાવા ધાય. ૭
ચમત્કાર ત્યાં દાખીયો, સપ્નું દીધું આપ;
ચાર પ્રભુજી આવીઆ, બે જોડલેથી આજ. ૮

ઘણા કાલ ભુઇતલીએ રહ્યા, પ્રભુજી દીન દયાલ;
અદીષ્ટાએ હુકમ કર્યો, આમને બાર નીકાલ. ૯

## ઢાલ પેહેલી.

( અજીત જીનેશ્વર સાહેબારે લોલ. એ દેશી ).

માંનો જવલ ને વીનવે રે લોલ, છાંડીઆ પડ્યા છે કોડ ગાંહી માહરા વાલાજી હો, ચાર પ્રભુ ચમત્કાર છે રે લોલ. આંકણી. ૧
અવાજ હુઓ ત્યાં થકારે લોલ, આમને બાર નીકાલ. મા૦ ચા૦ ૨
સપનું આપું ચક્રી પીચતાં રે લોલ, જા જલ્દી તીને ઠામ. મા૦ ચા૦ ૩
જવલે તે છાંડીઆ ઉપાડ્યા રે લોલ, મસ્તક દેખ્યા દો ચાર. મા૦ ચા૦ ૪
બે જોડલે પ્રભુ નીકલ્યાં રે લોલ, પ્રભુજી વંદ્યા ચાર. મા૦ ચા૦ ૫
નામવાર તમે સાંભળો રે લોલ, સાંભળતાં દુઃખ જાય. મા૦ ચા૦ ૬
પદમ્ સાન્તી કુંથનાથજી રે લોલ, ચોથા આદેશ્વર દેવ. મા૦ ચા૦ ૭
સંપતી ત્રીન ભરાવીયા રે લોલ, આદેશ્વર કુમારપાલ ભૂપાલ.મા૦ચા૦૮
ઘણા કાલ ભુઇતલીયે રહ્યા રે લોલ, અદિષ્ટાએ હુકમ દીધ. મા૦ ચા૦ ૯
પાટે પધાર્યા પ્રભુ ચારનેરે લોલ,મુખ કમલથી નવી ઓલખાય.મા૦ચા૦૧૦
સંઘે કંકોતરી મોકલી રે લોલ, દેશ વિદેશ મોઝાર. મા૦ ચા૦ ૧૧
સંઘ મળ્યો ઘણો સાંમટોરે લોલ,તેમાં સાધુ સાધવીનોરે જોગ.મા૦ચા૦૧૨
ચતુરવીધી સંઘ ભેગો થયોરે લોલ,ત્યાં ભગવંતને ભેટણું થાય.મા૦ચા૦૧૩
નીત સંઘ આવે જુદા દેશના રે લોલ, તેના જુદા જુદા નામ બતલાવ. મા૦ ચા૦ ૧૪
સોરઠ દેશ હલારના રે લોલ, ગુજરાતને ગોલવાડ. મા૦ ચા૦ ૧૫
પૂરવ દક્ષણ માલવો રે લોલ, મરૂધર ને મેવાડ. મા૦ ચા૦ ૧૬

દેશોદેશ ચમત્કાર જાણીયોરે લોલ,તેથી મહીમાનો નહિ પાર.મા૦ચા૦૧૭
મગનલાલ કહે સાંભળો રે લોલ, અમો પણ જાત્રા કીધ. મા૦ ચા૦૧૮

## ઢાલ બીજી.

અને હાંરે સંઘ આવ્યો ઘણો સાંમટો રે,
તેથી ઉપજ થઇ અપાર, લોક સજે ઘણા સંઘગાંરે. ૧
અને હાંરે સંઘ મળી ચૈત્ કરાવીઓ રે,
માંહી બેસાર્યા પ્રભુ ચાર. લોક૦ ૨
અને હાંરે સંવત ઓગણી સુડતાલવેરે,
ફરી પ્રતીષ્ટા કીધી સાર. લોક૦ ૩
અને હાંરે મુલ નાયક આદીનાથજી રે,
બે બાજુ સ્થાપ્યા દોય બીંબ. લોક૦ ૪
અને હાંરે એક પ્રભુ આગલ સ્થાપ્યા રે,
એમ મેલવીયા પ્રભુ ચાર. લોક૦ ૫
અને હાંરે જાત્રાળુ ઘણા આવતા રે,
તેને ઊતરવાને કાજ. લોક૦ ૬
અને હાંરે ધરમશાળા કીધી મોટકી રે,
તેમાં ઓરડીઓ કીધી સાર. લોક૦ ૭
અને હાંરે ગાડીયો ઊતરે સાંમટી રે,
માંહી કુવા બાગ છે સાર. લોક૦ ૮
અને હાંરે છાપીથી ગાઊ પાંચ થાય છેરે,
વળી સીધપુરથી ગામ પાંચ. લોક૦ ૯
અને હાંરે અદિષ્ટા તેના આકરા રે,

જાત્રાથી ધાર્યું થાય. લોક૦ ૧૦
અને હાંરે આજ કાલ મહીમા વધી ગયોરે,
ઢંઢારના પુનમે જાય. લોક૦ ૧૧
અને હાંરે દેશો દેશના સંઘ આવતાં રે,
તેથી ભીડ થાય અપાર. લોક૦ ૧૨
અને હાંરે તીરથ જાત્રા જે કરે રે;
તેના કરમ થાય ચકચુર. લોક૦ ૧૩
અને હાંરે આજ આધારં બે પ્રકારનો રે,
એક ચૈત્ બીજું છે જ્ઞાન. લોક૦ ૧૪
અને હાંરે જે પ્રાણી બંન્ને સેવશે રે,
તેનો અલ્પ થાય સંસાર. લોક૦ ૧૫
અને હાંરે સુગુરૂદેવ, સુધરમનેરે,
સેવે એકા ચીત. લોક૦ ૧૬
અને હાંરે દેવલોક તેને ઢુકડો રે,
અંતે મોક્ષ નગરમાં જાય. લોક૦ ૧૭
અને હાંરે મગનલાલની વીનંતી રે,
કર્યા ધરમ તે ચાર પ્રકાર. લોક૦ ૧૮

## ઢાલ ત્રીજી.

હાંરે માહારે જોબનીઆનો લટકો દાહાડા ચારજો,
નાણું રે મળશે રે. તાણું નવી મલે રે લોલ. એ દેશી.
હાંરે માહારે ચાર પ્રભુનો માત પીતા ને નગરી જો;
લંછન સુધી સાંભલી, મનમાં ધારજો રે લોલ. ૧
હાંરે મારે ધાર્યાથી ચીતવની કરજો સારજો,

એવા પ્રભુને ત્રિકન જોગે વંદીયે રે લોલ. ૨
હાંરે મારે આદીનાથના નાભી રાજા તાત જો,
લંછન વૃષભને મારૂ દેવી છે માવડી રે લોલ. ૩
હાંરે મારે વીનીતા નગરીના પોતે રાય જો,
વંશ ઊત્તમ કુલની શોભા અતી ઘણી રે લોલ. ૪
હાંરે મારે પદમ્ પ્રભુના ધન રાજા છે તાત જો,
પદમ લંછન ને સસુમા રાણી માતછે રે લોલ. ૫
હાંરે મારે કસુંબી નગરીના પોતે છે રાયજો,
પુન્ય સંજોગે આવી અવતર્યા રે લોલ. ૬
હાંરે મારે શાન્તીનાથના, વિશ્વશેન છે તાત જો,
લંછન મરગલો, અચરા માવડી રે લોલ. ૭
હાંરે મારે હંસનાપુરી નગરીના છે રાય જો,
રાજ પદવી તેને સોભતી રે લોલ. ૮
હાંરે મારે કુંથુંનાથના, સુરીનર રાજા તાત જો,
છાગનું લંછ ને જસોસરી માવડી રે લોલ. ૯
હાંરે મારે ગજપુરી નગરીના એ રાજા કેહેવાય જો,
ઊત્તમ કુલે આવી અવતર્યા રે લોલ. ૧૦
હાંરે મારે ચાર પ્રભુના માત પીતા લંછન સુણીએ જો,
નગરી સુણીને ભાવથી વંદજો રે લોલ. ૧૧
હાંરે મારે પ્રભુ પુજાથી પોતે પુજનીક થાય જો,
ત્રિકન જોગે સેવો પ્રભુને ચીતમાં રે લોલ. ૧૨
હાંરે મારે મગનલાલની વાણી ચીતમાં ધાર જો,
પ્રભુ પુજાથી આવે સુખની વેલડી રે લોલ. ૧૫

## સ્તવન.

હાંરે દરસણ કીયો આજ, મેત્રાણા ધડકા દરસણ કીયો;
મેત્રાણા ધડ પર રીખભ જીણેશ્વર, પુજીને પાપ કટયો ભવકા.
દરસણ કીયો૦ આંકણી (૧)
પદમ્ શાન્તી કુથું જીનને નમીયે, એ ચાર પુંજીને પાપ હરીયે. દ૦ ૨
ધન ખરચીને પ્રસાદ મોટા કીધો, મનુષ્ય જન્મ લાવો લીધો. દ૦ ૩
ચાર પ્રભુ ચમત્કાર મોટા કહીયે, દેશો દેશમાં જસ વીસ્રીયો. દ૦ ૪
મગનલાલ કહે મેત્રાણા જાવું, પ્રભુ પુજીને સુખી થાવું. દ૦ ૫

## સ્તવન.

ચાલો ચાલો મેત્રાણા ધડ જઇએ રે,
રીખભદેવ સુખકારીયા. ચા૦ ૧
આદી જણુંદા ભેટયા સવ દુઃખ મીટયા,
પાપ કરમ સવી વીસારીયા રે. રી૦ ૨
નાભી રાયા મારૂદેવીકો નંદન,
જુગલા ધરમ પનવારીયાં રે. રી૦ ૩
મુગટ કુંડલ શીરછત્ર બીરાજે,
ચરણ કમલ પરવારીયાં રે. રી૦ ૪
કેસર ઘોલીયાં ને ભરીરે કચોલા,
વીધીએ સું અંગીઆં રચીયાંરે. રી૦ ૫
કરજોડી મગન ગુણ ગાવત,
ભવોભવ શરણુ તુમારીયા રે. રી૦ ૬

## સ્તવન.

પ્રથમ તીર્થંકર વંદીએરે. મેત્રાણા તીર્થે બીરાજે હો લાલ
રીખભ લંછન સોભતારે. નાભીરાય સુત છાજે હો લાલ પ્ર૦ ૧
જનમ્યા ચૈતર વદી અષ્ટમીરે. દીક્ષાનો તેદીન જાણો હો લાલ
સુરનર સેવા કોઇ કરે રે. વીનીતા નગરીનો રાય હો લાલ પ્ર૦ ૨
મુગટ કુંડલ શીર સોભતારે કોટે નવસરો હાર હો લાલ
બાય બાજુ બંધ બેરખારે. વંદુ વારંવાર હો લાલ પ્ર૦ ૩
ભાવ સહીત. ભકતી કરે રે. કરમની કોટી ત્યાં જાય હો લાલ.
સુરલોકે જઇ અવતરે રે. અંતે શીવ ગતી થાય હો લાલ પ્ર૦ ૪
ઢંઢારના શ્રાવક આવતારે, પુનમે પુનમ આવે હો લાલ.
આદી જીણુંદની પુજા કરે રે. મગન કહે વારંવાર હો લાલ પ્ર૦ ૫

## સ્તવન.

(સોના રૂપા કે સોગટે સહીઆં ખેલત બાજી દેશી)
મેત્રાણા તીરથ ધુંકડું નીત્ય જાત્રાએ જાવું
છાપીથી ગાઊ પાંચ છે, ગાડી બેસી ને જાવું.
તીરથ જાત્રા ફલ કહ્યું, ભાવથી બતાવ્યું.
પંચ ભાવે મુકતી વરે. ત્રિકન જોગે કહાવ્યું
તે માટે તીરથ શેવજો સીવરમણીને વરવું.
મગન કહે મેત્રાણા ધડે નીત્ય જાત્રાએ જાવું.

## સ્તવન.

સીધાચલ જઇ રહીએ,
ચાલોને સખી સીધાચલ જઈ રહીએ.

આદેશ્વરજીની ટુક એ મોહટી,
વીમલ વસી નાગ કહીએ. ચાલો૦ ૧
ત્રીજી ફરતીગાં દેહેરૂં મોટું,
અષ્ટાપદ નામે કહીએ. ચાલો૦ ૨
તેના સનમુખ ગોખલા બે છે,
જમણી બાજુ જોઇ રહીએ. ચાલો૦ ૩
આસપાસ આરસપાંન જડીઆં,
નીચે નીચે કાલી કલીઓ. ચાલો૦ ૪
ગોખલા પાસે ઘંટજ વાજે,
શબ્દ ચીયું દીસે બલીઓ. ચાલો૦ ૫
દેઅડી પર ધજા રૂડી ફરકે,
જાણે આકાશથી ઊતરીઓ. ચાલો૦ ૬
ચાર ખુણે ટોકરી વાજે,
શબ્દ એક એકથી મલીઓ. ચાલો૦ ૭
દેયડી પાછલ નગણુની ટાંકી,
વીતરાગ ને ચડીએ. ચાલો૦ ૮
સંવત ઓગણીસેં પીસતાલા વરસે,
સુદ અગીઆરસ માહા મહીને. ચાલો૦ ૯
સોમવાર સ્થીર લગનની વેલા,
ચડતા પોહોરે કહીએ. ચાલો૦ ૧૦
પાંચ ઘડી તેર પળ ઊના લઇએ
મુરત ભલેરૂં કરીએ ચાલો૦ ૧૧
અણહીલપુર પાટણનો વાસી.

નાગર પાંના સુત કહીએ ચાલો૦ ૧૨
મગન નામે શ્રાવક કુલ ઊતમ.
સીંહરાશી રૂડી કહીએ ચાલો૦ ૧૩
શ્રી બારથારે દોયે બીંબજ સ્થાપ્યાં
અજીત શીતલજીને નમીએ ચાલો૦ ૧૪
જૈનજીના મસ્તકે વાસખેપ નાંખ્યો,
નિગ્રંથ મોહનલાલ કહીએ ચાલો૦ ૧૫
જૈનજીના માત પીતાનાં નામ કહીએ.
લંછન નગરી રાશી સુણીએ ચાલો૦ ૧૬
અજીતનાથ જીત શત્રુ રાજા તાત.
બીજયા રાણી છે. માત. ચાલો૦ ૧૭
ગજ લંછન અજોધ્યાના રાયા
વરખ રાશી કહેવરાયા. ચાલો૦ ૧૮
શીતલનાથ દ્રઢરથ રાજા તાત.
નંદા દેવી છે માત. ચાલો૦ ૧૯
શ્રીવંછ લંછન ભડલપુર રાયા.
ધન રાશી ગવરાયા. ચાલો૦ ૨૦
આઠ દીવસ લાગી ઓછવ. કીધો
સકતી અનુસાર દાન. દીધા. ચાલો૦ ૨૧
ભાવ સહીત. સીધગરી બીંબ સ્થાપે
ચક્રી થઇ અંતે શીવપુર સાધે. ચાલો૦ ૨૨
ભરત રાયે રત્ન બીંબ સ્થાપ્યા.
એહજ ભવમાં શીવપુર સાધ્યા ચાલો૦ ૨૩

સંપતી રાયા. સવા કરોડ બીંબ સ્થાપ્યાં.
અંતે શીવપુર સાધ્યા ચાલો૦ ૨૪
ભાવ સહીત સીધગરીજી જઇએ
નરક ત્રિયંચ ગતી ચુરીએ. ચાલો૦ ૨૫
ચોખે ચીતે જૈન ભકતી કરીએ
ભવ સાગરથી તરીએ ચાલો૦ ૨૬
કરજોડી ગગન ગુણ ગાવે
અજીત. શીતલજીને નમીયે પાય. ચાલો૦ ૨૭

## અથ નવપદજીનું સ્તવન.

(વીનંતી ધરજો ધ્યાન એ દેશી.)

નવપદ ધરજોધ્યાન ભવી તુમે નવપદ ધરજોધ્યાન,
નવપદ મહીમા જગમાં મોટો.
કહી ગયા શ્રીવર્દ્ધમાન. ભવી તુમે૦ ૧
નવપદ પુજા હે સુખદાઇ,
મન વંછીત અભીરામ. ભવી તુમે૦ ૨
શ્રીશ્રીપાલ ને મૈનાં સુંદરી.
પામ્યા અવીચલ ધામ. ભવી તુમે૦ ૩
મંત્ર જડી ઓર તંત્ર બહોત હે,
ઇનકુ મીથ્યા માન. ભવીતુમે૦ ૪
નાગર પાંનાચંદ સુત વીનવે.
મગન માગે મુકતીનું ધાગ. ભવી તુમે૦ ૫

## શ્રી પાટણના નગરશેઠના દેહેરાસરજીનું સ્તવન.

સહેસ કોટ જીન પ્રતીમા વંદીએ,
મન ધરી અધ્ધીક જગીસ વીવેકી;
સુંદર મુરતી અતી સોહાગણી,
એક સહેસ ચોવીસ વીવેકી. સહેસ૦ ૧
અતીત અનાગત ને વૃત માંનની,
ત્રણ ચોવીસી એ સાર વીવેકી.
બોતર૭૨ જીનવર એકક્ષેત્રમાં,
પ્રનમીજે વારંવાર વીવેકી. સહેસ૦ ૨
પંચ ભારત વલી એર વ્રત પાંચમે,
સરખી રીત સમાજ વીવેકી.
દશ ક્ષેત્ર કરી થાય સાતસેં;
વીસ અદ્ધીક જીનરાજ, વીવેકી. સહેસ૦ ૩
પંચ વીદેહે જીનવર સાઠસો,
ઉત કૃસતી એહીજ તેવ વીવેકી.
જૈન સમાન જૈન પ્રતીમા ઓલખી.
ભકતી કીજે હોસેવ વીવેકી સહેસ૦ ૪
પંચ કલ્યાંણીક, જીન ચોવીસનાં,
વીસસો તેહીજ થાય વીવેકી;
તે કલ્યાંણુક વીધી સુ સાચવો,
લાભ અનંતો કહાય વીવેકી. સહેસ૦ ૫
પાંચ વીદેહે ઉગણું વીચરતાં,

વીસ છે અરીહંત વીવેકી.
સાસવતા પ્રભુ રીખભાનંદ આદીદે,
ચાર અનાદી અનંત વીવેકી. સહેસ૦ ૬
એક સહેસચોવીસ જીનંદની,
પ્રતિમા એકન ઠામ વીવેકી.
પુજા કરતાં જનમ સફળ હોવે,
કીજે વંછીત કામ વીવેકી. સહેસ૦ ૭
ત્રણુ કાલ અઢાઇ દ્વિપમાં,
કેવલ નાંન પહાંણુ વીવેકી.
કલ્યાંણુક કહે પ્રભુ આહીં સામટા
લાભે ગુણુગણુી ખાંન. વીવેકી. સહેસ૦ ૮
સહેસ કોટ સિધ્ધાચલ પરે,
તેમહીજ ધરંત વીહાંત વીવેકી.
એવી અદ્ભુત સુંદર સ્થાપના,
પાટણુ નગ્ર મોઝાર વીવેકી. સહેસ૦ ૯
તીરથ સકલના વલી તીરથ કરૂં,
સૌ એણે પુજે પુજાય વીવેકી.
એક જીભ્યા થકી મહીમા એહનો,
કીન ભાંતે કહાય વીવેકી. સહેસ૦ ૧૦
શ્રી માલી કુલ દીપક જેતસી,
સેઠ સુગુન ભંડાર વીવેકી,
તસ્ સુત શેઠ શીરોમણી. તેજસી,
પાટણુ માંહી દાતાર વીવેકી. સહેસ૦ ૧૧

તેણે એહ બીંબ ભરાવ્યાં ભાવસું,
સહેસ અધિક ઉછાંય વીવેકી.
સંવત સતરસેંને ચુમોતરે,
જેઠમાસ સુજગીસ વીવેકી. સહેસ૦ ૧૨
ઉજલી પક્ષની આઠગ સોભતી.,
સોમવારે શુભ દીસ વીવેકી.
કીધી પ્રતિષ્ટા પુનમ ગછ ગુરૂ,
ભાવ પરવ સુરીંદ વીવેકી. સહેસ૦ ૧૩
સહેસ જીનેશ્વર વીધી. સુપુન્જસે,
દ્રવ્ય ભાવ સુચી સાર વીવેકી.
એહ ભવપર ભવ પરંમ સુખીઓ હોવે,
લેશે નવ નીધી સોય. વીવેકી. સહેસ૦ ૧૪
જીનવર ભક્તિ કરે મન રંગશું,
ભાવીજનનીછે એહ રીત વીવેકી.
દીવ ચંદ્ર મુની જીનરાજથી.
દેવ ચંદ્રની પ્રીત વીવેકી. સહેસ૦ ૧૫





# ખબર.

—

થો અને બાનુઓને

ું કે—

ખાં ને સ્તવનો " એ

હારી અલ્પ બુદ્ધીથી

ક થઇ હોય તો તે

લેસો એવી આશા

ને સારા સ્થાનકે

આસાતના થાયજ નહિ.

નલાલ નાગરદાસ.

મુ. પાટણ.

—